ગુર્જર બાલ ગ્રંથાવલિ-શ્રેણી બીજી-પુસ્તક

# કીર્તિમંદિર



સામેથી જ એક મહાર (ઢેડ) આવતો હતો. મહારે શંકરાચાર્યને જોયા અને તેમની સામે એકી નજરે નિહાળી રહ્યો. તેણે એમને નમન કર્યું; પણ ત્યાંથી ખસી શક્યો નહિ.

એક હાથમાં સાવરણો તથા પહેરેલાં મેલાંઘેલાં કપડાં જોઇને જગદ્ગુરુના શિષ્યો તેની ઉપર ગુસ્સે થઈ ગયા.

મહાર ભક્તિભાવથી જગદ્ગુરુને નમી રહ્યો.

મહારની આ ઠંડક જોઈ શિષ્યો વધુ ચીડાયા. તેમણે ક્રોધ કરીને મહારને ત્યાંથી દૂર થવાની આજ્ઞા કરી; પણ મહાર તો આ કંઈ સાંભળ્યું જ ન હોય એમ શાંતિથી ઊભો રહ્યો.

શ્રી શંકરાચાર્યના શિષ્યોનો આથી પિત્તો ગયો. તેમણે નીચે પડેલા પથ્થરો ઉપાડી ઉપાડીને મહારની ઉપર ફેંક્યા. વાત બગડતી જોઇને જગદ્ગુરુ આગળ આવ્યા. એમણે મહારને પૂછ્યું:

'કેમ ભાઈ, શી વાત છે?'

'મહારાજ, આ આપના શિષ્યો મને ગરીબને

# કીર્તિમંદિર



લેખક: કેશવલાલ હ. શાહ

: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક: શંભુલાલ જગશી શાહ.
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ.



કિંમત છ આના

દ્વિતીયાવૃત્તિ ઈ. સ. ૧૯૪૧



મુદ્રણસ્થાન: વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
મુદ્રક: કેશવલાલ સાંકળચંદ શાહ
સલાપોસ રસ્તો : અમદાવાદ

"નામ રહંતા ઠક્કરા નાણાં નવ રહંત
કીર્તિ કેરાં કોટડાં પાડ્યાં નહિ પડંત."

સત્ય, સ્નેહ, સેવા અને સ્વાર્પણના સિદ્ધાંતો ખાતર જેઓ ખુવાર થયા છે; અને જેમણે પોતાના દાખલાઓથી ઇતિહાસનાં પૃષ્ઠોને ઉજળાં બનાવ્યાં છે તેવાં વીર નરનારીઓના જીવનના પ્રસંગોમાંના કેટલાક આમાં મૂકયા છે.

બાલપ્રજા આ પુસ્તકમાથી કંઇક ગ્રહણ કરે અને ભૂતકાળના આવા પ્રસંગોમાથી કંઇક પ્રેરણા મેળવે એ જ અભિલાષા છે.

કીર્તિના મંદિર ઉપર જેમણે સુવર્ણકળશ ચડાવ્યો તેવા આ નરનારીઓને તેમની જ કથા સમર્પણ.

ભાવનગર | કેશવલાલ શાહ

## અનુક્રમ

# કીર્તિમંદિર



લેખક: કેશવલાલ લ. શાહ

: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તા : અમદાવાદ

"નામ રહંતા ઠક્કરો નાણાં નવ રહંત
કીર્તિ કેરાં કોટડાં પાડ્યાં નહિ પડંત."

સત્ય, સ્નેહ, સેવા અને સ્વાર્પણના સિદ્ધાંતો ખાતર જેઓ ખુવાર થયા છે; અને જેમણે પોતાના દાખલાઓથી ઇતિહાસનાં પૃષ્ઠોને ઉજળાં બનાવ્યાં છે તેવાં વીર નરનારીઓના જીવનના પ્રસંગોમાંના કેટલાક આમાં મૂકયા છે.

બાલપ્રજા આ પુસ્તકમાથી કંઇક ગ્રહણ કરે અને ભૂતકાળના આવા પ્રસંગોમાથી કંઇક પ્રેરણા મેળવે એ જ અભિલાષા છે.

કીર્તિના મંદિર ઉપર જેમણે સુવર્ણકળશ ચડાવ્યો તેવા આ નરનારીઓને તેમની જ કથા સમર્પણ.

ભાવનગર કેશવલાલ શાહ

## અનુક્રમ

સામેથી જ એક મહાર (ઢેડ) આવતો હતો. મહારે શંકરાચાર્યને જોયા અને તેમની સામે એકી નજરે નિહાળી રહ્યો. તેણે એમને નમન કર્યું; પણ ત્યાંથી ખસી શકયો નહિ.

એક હાથમાં સાવરણો તથા પહેરેલાં મેલાંઘેલાં કપડાં જોઇને જગદ્‌ગુરુના શિષ્યો તેની ઉપર ગુસ્સે થઈ ગયા.

મહાર ભક્તિભાવથી જગદ્‌ગુરુને નમી રહ્યો.

મહારની આ ઠંડક જોઈ શિષ્યો વધુ ચીડાયા. તેમણે ક્રોધ કરીને મહારને ત્યાંથી દૂર થવાની આજ્ઞા કરી; પણ મહાર તો આ કંઈ સાંભળ્યું જ ન હોય એમ શાંતિથી ઊભો રહ્યો.

શ્રી શંકરાચાર્યના શિષ્યોનો આથી પિત્તો ગયો. તેમણે નીચે પડેલા પથ્થરો ઉપાડી ઉપાડીને મહારની ઉપર ફેંકયા. વાત બગડતી જોઇને જગદ્‌ગુરુ આગળ આવ્યા. એમણે મહારને પૂછ્યું:

'કેમ ભાઈ, શી વાત છે?'

'મહારાજ, આ આપના શિષ્યો મને ગરીબને



# અશોકનો હૃદયપલટો

[ ૧ ]

આર્યાવર્તમાં એક કાળે મગધ નામનો મોટો દેશ હતો. તેની રાજધાની પાટલિપુત્ર નામની નગરી હતી. બિહાર પ્રદેશમાં હાલ જ્યાં પટણા શહેર વસ્યું છે, એ જ પુરાતન સમયનું પાટલિપુત્ર.

ત્યાં અશોક નામના મહા બળવાન રાજાની આણ વર્તતી હતી. તેના રાજ્યની સીમા ઉત્તરમાં હિમાલય–હિંદુકુશ સુધી હતી. અફગાનિસ્તાન, બલુચિસ્તાન ને સિંધ પર પણ તેનું રાજ્ય હતું. કલિંગ ને આંધ્ર દેશ પણ તેના તાબામાં હતો.

માણસનાં નરસાં કૃત્યોની શિક્ષા માટે જેમ ઈશ્વરે નરકાગાર બનાવ્યું છે, તેમ સમ્રાટ અશોકે

પણ પોતાના રાજ્યમાં નરકાગાર સ્થાપ્યું હતું. અહીં નરકનાં દુખો જેવાં દુખો અપાતાં. નરકાગાર અશોકની દેખરેખ નીચે ચાલતું હતું. રાજાએ એની વ્યવસ્થા રાખવા માટે એક અતિશય ઘાતકી માણસ નીમ્યો હતો. આ માણસનું નામ ચંડગિરિ હતું.

નરકાગારમાં દિવસ આથમતા સુધીમાં કેટલા ય નિર્દોષ જીવોનો જાન લેવાતો હતો. અપરાધે કે વિના અપરાધે, રજ પણ શંકા જતાં, જે કોઈ અભાગી જીવને આ નરકાગારમાં રાજા તરફથી મોકલવામાં આવતો, એની ભારે બૂરી દશા થતી.

નરકાગારમાં સજા કરવા અને જીવ લેવા માટે જાતજાતનાં સાધનો હતાં. માણસને આખા ને આખા પીસી નાંખવા માટે મોટી મોટી ચક્કીઓ હતી! ગળું રૂંધીને મારી નાંખવા માટે જાતજાતની શૂળીઓ તૈયાર હતી. તીક્ષ્ણમાં તીક્ષ્ણ ભાલાની પથારીઓ હતી. માણસને જીવતો શેકી નાખવા માટે ભઠ્ઠીઓ હરહમેશ ધખધખતી રહેતી. શરીરના પળ વારમાં અનેક ટુકડાઓ થઈ શકે તેવા સંચા હતા. તે ઉપરાંત અનેક

જાતની ઝેરી દવાઓ હતી, જે એક ક્ષણમાં માનવ-જાતનો પ્રાણ હરી લેતી.

સમ્રાટ અશોક જબરો લડવૈયો હતો. પરાક્રમી ને બળવાન પણ હતો. નામાંકિત શિકારી પણ હતો. જાતજાતનાં પક્ષીઓ, હરણ, સસલાં, સારસ, હંસ વિગેરે સુકોમળ પશુપક્ષીઓનો એ જબ્બર સંહાર કરતો.

દેખાવમાં પણ અશોક ભયંકર લાગતો હતો. એના બાવડામાં બળ હતું. એના હાથમાં સત્તા હતી. એના મોંમાં હુકમ હતો. એના હૃદયમાં ઉદારતા ને ક્ષમા પ્રથમ ઓછી હતી. ગુનાની વાત આવતાં જ એ ક્રોધિત બની જતો. સામાન્ય ગુના માટે પણ ભયંકર સજા કરતો. આવા સ્વભાવને લીધે દુનિયા તેનાથી ડરતી હતી, પણ પ્રજાના અંતરમાં તેનું જરા ય પ્રેમભર્યું સ્થાન નહોતું.

એના આ ક્રૂર સ્વભાવનો પલટો થવાનો એક પ્રસંગ તરતમાં જ બની ગયો. એક વેળા એક બૌદ્ધ સાધુ ફરતો ફરતો પાટલિપુત્રમાં આવી ચડ્યો.

બૌદ્ધ ધર્મના સુવિચારના પ્રચાર માટે એ સ્થળે સ્થળે ફરતો હતો. ભાગ્યવશાત એ પાટલિપુત્રમાં જઈ ચડયો.

નરકાગારના અધિકારી ચંડગિરિએ આ સાધુને જોયો. વિધર્મી સાધુને મોતની સજા થવી જ જોઇએ, એમ માની એણે પોતાના હુકમથી તરત જ એને પકડાવ્યો; અને પોતાની પાસે હાજર કર્યો.

અધમી ચંડગિરિને ધર્મ તરફ ખૂબ ધિક્કાર હતો. એને હાથે ચડેલા કોઇ સાધુને એ જીવતો ન મૂકતો. એ રીતે એણે આ સાધુને પણ મારી નાંખવાનો નિશ્ચય કર્યો.

આ વખતે નરકાગારમાં બે નિરપરાધી માણસોનો ઘાતકી રીતે જીવ લેવાતો હતો. બૌદ્ધ સાધુથી આ જોયું ન ગયું. એ ચંડગિરિને ઉપદેશ આપવા લાગ્યો, પણ ચંડગિરિને એના ઉપદેશની કંઈ અસર ન થઇ. ઊલટો એ તો વધારે ગુસ્સે ભરાયો, ગર્જ્યો:

'યાદ રાખ જોગટા, તારી તો એથી પણ બૂરી દશા કરીશ. હમણાં જ તારો ઘાટ ઘડાશે. હવે બહુ વાર નહિ લાગે.'

સાધુ શાંતિ ધરીને બેસી રહ્યો. થોડીક વારે એનો વારો આવ્યો. ચંડગિરિએ એને રિબાવી રિબાવીને મારી નાખવાનો વિચાર કર્યો હતો.

ભાલાની પથારીમાં એને સૂવાડયો અને ભાલા ધીમે ધીમે થોડાક ઊંચા કર્યા.

સાધુના દિલમાં ભાલા ભોંકાયા. લોહી નીકળવા લાગ્યું.

સાધુ આંખો બંધ કરી પ્રભુનું ધ્યાન ધરતાં બોલ્યો: 'હે પ્રભુ, તારું ધાર્યું થજો. ચંડગિરિ અને મગધસમ્રાટ અશોકનું ભલું કરજે! તારી કૃપાનાં વારિ એની ઉપર વહેજો!'

એણે દુખની એક પણ ચીસ ન પાડી. એકપણ નિસાસો ન નાખ્યો. મારનારને એક શાપ પણ ન દીધો. મરતી વખતે ગળાના કાપનારનું એ કલ્યાણ વાંછતો હતો! ચંડગિરિ આ જોઈ જ રહ્યો, અને તેને આ સાધુ કોઈ અજબ પુરુષ લાગ્યો.

એણે એક બીજો ઉપાય કર્યો.

સાધુને તેલની કડાઇમાં નાંખ્યો અને નીચે ભઠ્ઠી ચાલુ કરી. તેલ ગરમ થવા લાગ્યું. સાધુ પ્રભુ-ભક્તિમાં લીન હતો. ચંડગિરિને એણે આશી-ર્વાદ આપ્યો.

'તારા આત્માનું કલ્યાણ થજો. પ્રભુની આશિષો તારા ઉપર ઊતરજો.'

ચંડગિરિ આ સાધુની નમ્રતા અને દયાભાવથી દબાઈ ગયો. એ મૂંઝાયો. તરત જ એણે ભઠ્ઠી બંધ કરાવી સાધુને બહાર કાઢયો અને સમ્રાટ્ અશોકને બોલાવ્યા.

અશોક આવ્યો એટલે એને સાધુની બધી વાત કરી.

સાધુની ઉપકારવૃત્તિ અને દયાભાવથી બન્નેનાં હૃદય પીગળ્યાં. મરતી વખતે પણ જે વેરીનું કલ્યાણ ચાહતો હતો, એ ચરણે બન્ને નમ્યા. સાધુ પ્રેમ અને ઉપકારની વૃત્તિથી બન્નેને વશ કર્યે જતો હતો. ઉપકારની તલવારથી સાધુ બન્નેનાં ઘાતકીપણાનો સંહાર કરતો હતો.

અશોકે સાધુને ચરણે પડી એને સત્કાર્યો અને પોતાનો મહેમાન બનાવ્યો.

એક મહિના સુધી એણે બૌદ્ધ સાધુની પાસેથી ધર્મના સિદ્ધાંતો અને રહસ્યો સાંભળ્યાં, એથી એની આંખ ખૂલી ગઈ. સાધુના પ્રતાપે એણે નવી જિંદગી મેળવી. એના ઘાતકી હૃયનો હૃપલટો થઇ, તેમાંથી દયાનાં ઝરણાં વહેવા લાગ્યાં.

એણે પોતાના રાજયમાં શિકાર બંધ કરાવ્યો. નરકાગારનો નાશ કર્યો. ચંડગિરિને વિદાય કર્યો; અને પોતે ભગવાન બુદ્ધનો ધર્મ સ્વીકારી તેનો પ્રચાર કરવા લાગ્યો.

દયા, નીતિ અને ધર્મના સુવિચારો લોકોમાં ફેલાય અને કાયમનું સ્વરૂપ પામે, એ હેતુથી એણે ઘણી જગાએ શિલાલેખો કોતરાવીને સ્થાપિત કર્યા. આજે પણ અલ્લાહાબાદ, સારનાથ, દિલ્લી ને કાંચી વિગેરેમાં એ નજરે પડે છે. આપણા ગૂજરાતમાં પણ ગિરનારમાં એવો એક શિલાસ્તંભ છે.

પરાક્રમી અશોકે પાછળથી લોકોપયોગી કામ

કર્યો, એટલે લોકોએ એનું નામ 'પ્રિયદર્શી ચક્રવર્તી અશોક' પાડયું.

આ મહાન સમ્રાટે પાછલી જિંદગી ધર્મ-પ્રચાર અને શાંતિમાં જ ગાળી. શિકાર, લડાઇ અને માંસાહાર તો એણે તદ્દન બંધ જ કર્યાં હતાં.

સમ્રાટ્ અશોકના હૃદયપલટાએ પ્રજાને કાયમનું સુખ આપ્યું. આ હૃદયપલટાના કારણે દુનિયાના ધર્માત્મા ને શ્રેષ્ઠ સમ્રાટોમાં તેની ગણતરી થાય છે.





# સાચો શૂરવીર

[૨]

સમ્રાટ અશોક જેવો એક પરાક્રમી રાજા યુરોપમાં થઈ ગયો. એનું નામ નેપોલિયન બોનાપાર્ટ.

માણસને જિંદગીમાં પોતાનું ખમીર બતાવવાના બહુ ઓછા પ્રસંગો મળે છે. અને મળે છે ત્યારે બહુ ઓછા પોતાનું પાણી બતાવી શકે છે. શૂરવીર શહેનશાહ નેપોલિયનની જિંદગીમાં એવા ઘણા પ્રસંગો આવ્યા હતા; અને દરેક પ્રસંગે એ વીર યોદ્ધો ઝળકી ઊઠયો હતો.

ઑસ્ટ્રિયા દેશ સાથે નેપોલિયનને લડાઈ ચાલતી હતી, એ વખતની આ વાત છે.

વીએના ઑસ્ટ્રિયાની રાજધાની હતી. તેની ઉપર નેપોલિયને હલ્લો કર્યો. વીએનાના શહેરીઓમાં નાસભાગ શરૂ થઇ. નેપોલિયનના બળને, તેના લશ્કરને અને યુદ્ધની આવડતને ઑસ્ટ્રિયાની પ્રજા સારી રીતે જાણતી હતી, કેમકે સમ્રાટ નેપોલિયનની આ ત્રીજા વખતની ચડાઇ હતી.

ઑસ્ટ્રિયનો ગભરાયા. તેમનામાં ભંગાણ પડયું. નેપોલિયન તેની સેના સાથે વીએના શહેરમાં દાખલ થઈ ગયો; અને રાજમહેલ સુધી પહોંચ્યો.

નેપોલિયને રાજમહેલ ફરતી પોતાની સેના ગોઠવી દીધી, અને તોપો ચાલુ કરી. રાજા જાતે તાબે ન થાય તો મહેલ ઉડાવી દેવાનો હુકમ આપ્યો.

રાજમહેલમાં હાહાકાર મચી રહ્યો. જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા. ખુદ રાજા પણ પોતાનો જીવ બચાવવા પાછલા બારણેથી નાસી છૂટયો.

ધડીમ્—ધડીમ્.

નેપોલિયનના શૂરા સિપાઇઓએ તોપોના ભયંકર ગોળા વરસાવવા માંડયા. ઉપરાંત નેપોલિયને

પોતાનાં થોડાં માણસોને, રાજાને પકડી લાવવા માટે હુકમ આપ્યો.

માણસો મહેલમાં તપાસ કરવા માટે ગયા અને થોડી જ વારમાં પાછા ફર્યા. તેઓ ખબર લાવ્યા કે રાજા ગભરાઈને નાસી ગયો છે. માણસોનો પણ પત્તો નથી. રાજકુમારી લ્યુઈસા માંદગીના લીધે પથારીમાં સૂતી છે.

બસ થઈ રહ્યું.

આ વાત સાંભળતાં જ નેપોલિયને પોતાના હાથ ઊંચા કર્યા.

તોપો એકદમ બંધ થઈ. સિપાઈઓએ હલ્લો કરવાનું કામ બંધ કર્યું, અને શૂરા સરદારનો સંદેશો સાંભળવા શાંતિથી ઊભા રહ્યા.

નેપોલિયને ગંભીરતાથી કહ્યું :

‘હલ્લો બંધ કરો. ઓસ્ટ્રિયાનો રાજા નાસી છૂટયો છે; એટલે આપણે લડવાનું કારણ રહ્યું નથી. મહેલમાં રાજકુમારી માંદી છે, ત્યાં તોપોનો મારો ચલાવવો એ નેપોલિયન અને તેની સેનાને શોભે

નહિ. સૌ પાછા ફરો. રાજકુમારીની સારવાર માટે વ્યવસ્થા કરો.'

સાંભળનારા સૈનિકોની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. પોતાના શૂરા શહેનશાહની ઉદાર વૃત્તિને તેઓ જોઈ રહ્યા.

નેપોલિયન જિંદગીમાં એક વધુ પ્રસંગ જીતી ગયો, અને મર્દાનગીનો એક સાચો બોધપાઠ પાછળની પ્રજા માટે મૂકતો ગયો.





# એક પિતાના પુત્રો

[ ૩ ]

જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય હિંદુસ્થાનભરમાં પ્રવાસ કરતા હતા. ફરતા ફરતા તેઓ કાશી તરફ જતા હતા. એમની સાથે એમના કેટલાએક શિષ્યો પણ હતા.

પ્રવાસ કરવાનો તેમનો હેતુ ધર્મપ્રચારનો હતો. શ્રી શંકરાચાર્યનું વિશાળ કપાળ અને તેજસ્વી મુખમુદ્રા દરેકનું ધ્યાન ખેંચતાં. એમની ભવ્ય મૂર્તિની અસર લગભગ બધા ઉપર પડતી. એમની સામે જોનાર એમને ભાવથી નમસ્કાર કરતા.

કાશીને રસ્તે ચાલતાં કાશીનગરીના દરવાજા સુધી તેઓ આવી પહોંચ્યા. બરાબર દરવાજાની

વગર કારણે પથ્થરનો માર મારે છે.' મહારે જવાબ આપ્યો.

'શા માટે ?' પૂછતાં જગદ્‌ગુરુએ પહેલાં મહારની અને પછી શિષ્યોની સામે જોયું.

'ગુરુદેવ !' એક શિષ્યે વચ્ચમાં જ બૂમ પાડી, 'આ દુષ્ટ... મહાર આપના રસ્તામાં આવીને ઊભો છે. જે જગા ઉપર એને ચાલવાનો પણ અધિકાર નથી, એ જગા રોકીને એ ઊભો રહ્યો છે. આપની સવારીને કેટલું ખોટી થવું પડે છે ?'

આ સાંભળી શંકરાચાર્યે જરા ગુસ્સે થઈ કહ્યું:

'એ અસ્પૃશ્ય ! દૂર ખસ. મારો માર્ગ મુક્ત કર.'

જગદ્‌ગુરુનાં વચનો સાંભળીને આશ્ચર્યમાં લીન થતો મહાર બોલ્યો:

'આ માર્ગમાંથી મારે શું કામ જવું જોઈએ ?'

'અરે ઢેડ, તું ઢેડ છે; એટલી પણ તને ખબર નથી ? હું કેરલ દેશનો ઉચ્ચ વર્ણનો બ્રાહ્મણ છું. જો, હું જગતના કલ્યાણ માટે નીકળ્યો છું. હું

ધર્માચાર્ય છું. જો, આટલા બધા મારા શિષ્યો!' શંકરાચાર્યે કહ્યું.

'હે મહારાજ,' મહાર ખૂબ નમ્રતાપૂર્વક બોલ્યો, 'આપના જેવા મહાજ્ઞાની પુરુષે તો આ સૃષ્ટિના સર્વ આત્માઓને એક સરખા જ ગણવા જોઈએ. મને માફ કરજો. હું આપને શિખામણ દેવા માટે લાયક નથી જ. પણ આ તો જે હું પ્રમાણિકપણે માનું છું, તે જ આપને કહું છું.

"આપનો અને મારો દેહ જુદોજુદો હશે પણ બન્નેમાં એક જ આત્મા વસે છે. એક જ મહા શકિતના આપણે બધા અંશો છીએ. એક જ પિતાના આપણે પુત્રો છીએ.

'હું જન્મથી ભંગી છું, પણ કર્મથી નથી. માણુસ પોતાનાં કામોથી જ હલકો કે ચડિયાતો મનાય છે. જન્મ પામતી વખતે કોઈ પણ જીવ હલકો હોતો નથી.

'ક્ષમા કરજો કૃપાનિધાન! આ આપનો માર્ગ રહ્યો. પધારો, જગતના માનવીઓના હિતને માટે

પધારો ! તમારો માર્ગ સરળ થાઓ એવી હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.'

આટલું બોલી મહાર ખસી ગયો.

એક સાધારણ ભંગીનાં મોંમાંથી ઉપદેશનાં આવાં સુંદર અને અસરકારક વાક્યો સાંભળીને શ્રી શંકરાચાર્ય વિચારમાં પડી ગયા. તરત જ એમણે હરિજનને વહાલથી પોતાના હૈયા સરસો ચાંપ્યો, અને ગળગળા સાદે બોલ્યા:

'મારા બંધુ, તું મારો બંધવ છે. જગતની જે મહાન શક્તિએ તારા માટીના પિંડમાં ધબકતું હૈયું મૂક્યું છે, એણે જ મને જીવન બક્ષ્યું છે. તું મારાથી કોઈ રીતે ઊતરતો નથી. તને દુભવું તો મારા સરજનહારનો હું ગુનેગાર બનું.

'આજે જે હું નહોતો જાણતો તે તારી પાસેથી શીખ્યો. આવ, મારા આત્મીય બંધુ, આપણે હાથમાં હાથ મિલાવી એક થઈએ અને આપણા એ મહાન પિતાના આદેશ અનુસાર આપણી જાતનું તથા બીજાઓનું કલ્યાણ કરીએ.'

આટલું બોલીને મહુારના સંગમાં શ્રી શંકરાચાર્ય ચાલ્યા, અને પોતાના ધર્મના પ્રચાર અર્થે સમસ્ત ભારતવર્ષમાં ફર્યા. તેઓનો ધર્મ લાખો માણસોએ સ્વીકાર્યો. પોતાના પ્રેમથી એમણે કેટલાં યે હૈયાં જીતી લીધાં, અને જગદ્‌ગુરુની માનવંતી પદવી મેળવી.



# બળવાન બાણાવળી

[ ૪ ]

યુરોપમાં સ્વિટ્ઝરલૅંડ નામનો એક રમણીય પ્રદેશ છે. તેના બુલોન નામના એક નાનકડા ગામડામાં ઈ. સ. ૧૨૭૫ ની સાલમાં એક જવાંમર્દ જન્મ્યો. એનું નામ વિલિયમ ટેલ. જાતનો ખેડૂત. એ જન્મ્યો ત્યારે એનાં માબાપે સ્વપ્ને પણ ધાર્યું ન હતું કે પોતાનો પુત્ર બળવાન બાણાવળી થશે અને દુનિયામાં નામ કાઢશે.

એ વખતે સ્વિટ્ઝરલૅંડ નધણિયાતા ઢોર જેવું હતું. એની ઉપર જર્મનીના શહેનશાહનો અમલ ચાલતો હતો, પણ ઑસ્ટ્રિયાના સત્તાધીશો પોતાનું

ધણીપણું સાબીત કરવા આગળ આવ્યા. પરિણામે જંગ મચ્યો.

વિલિયમ નાનપણમાં બે વિદ્યામાં પાવરધો બન્યો: એક તો બાણ મારવાની અને બીજી હોડી ચલાવવાની. બન્ને વસ્તુઓ ઉપર એનો ખૂબ કાબૂ હતો.

વિલિયમને આર્નોલ્ડ કરીને એક ભાઈબંધ હતો. બન્ને એક બીજાના વફાદાર અને પ્રેમી મિત્રો હતા. આર્નોલ્ડ પણ વિલિયમના જેવો જ પરાક્રમી હતો.

ઑસ્ટ્રીઆવાળાએ સ્વિત્ઝરલૅાડના ઘણાં ગામો પોતાના હસ્તકમાં લીધાં હતાં, અને પોતાના દેશનો એક માણસ કારભાર ચલાવવા માટે સૂબા તરીકે નીમ્યો હતો. એ સૂબાનું નામ ગેસ્લર. ગેસ્લર ભારે નાલાયક માણસ હતો. વળી અન્યાય અને ઘાતકીપણામાં તો એના રાજા કરતાં પણ ચાર ચાસણી ચડે એવો હતો. એ પોતાનાથી થઈ શકે તેટલો જુલમ કરતો.

આવા માણસના હાથમાં સત્તા અપાઈ હતી.

ગેસ્લરથી પ્રજા હાથ જોડી ગઈ હતી. એનો ત્રાસ સહન થતો ન હતો. સૌ એમ ઇચ્છતું કે એનું મોત જલદી આવે. અંતે પ્રજામાં બળવો ફાટી નીકળ્યો.

સ્વદેશના હિતને કારણે વિલિયમ ટેલ આગળ આવ્યો. સૂબાએ એને ધ્યાનમાં રાખી લીધો અને કોઈક વખત લાગમાં આવે તો એનું કાટલું કાઢવાની મન સાથે ગાંઠ વાળી.

એવામાં વિલિયમ ટેલને ઉશ્કેરી મૂકે તેવો એક બનાવ બન્યો. વાત એમ બની કે એના પ્રિય દોસ્ત આર્નોલ્ડના બાપની બન્ને આંખો ગેસ્લરે વિના અપરાધે ફોડી નાંખી. વિલિયમનો ગુસ્સો વધી ગયો. તેણે પહેરણની બાંય ચડાવી દાંત કચકચાવી કહ્યું: 'બચ્ચા ગેસ્લર, યાદ રાખજે! આજથી હું તારી પાછળ પડું છું!' આર્નોલ્ડ તો બીકનો માર્યો નાસી છૂટયો હતો.

રાતોરાત વિલિયમ ટેલ અને તેનો પુત્ર વૉલ્ટર બન્ને ડુંગરાઓમાં ફરીને જંગ મચાવવાની તૈયારી

કરવા લાગ્યા. બધા ભડવૈયાઓએ એકઠા થઈને નિશ્ચય કર્યો કે ગેસ્લરનું કાસળ કાઢવું. સહુએ જુદે જુદે સ્થળે સંતાઈ જવું. જ્યારે ડુંગર ઉપર ભડકા દેખાય ત્યારે બધાએ એકી સાથે બહાર પડવું. આવો બંદોબસ્ત કરીને બધા વિખરાયા.

વિલિયમ ટેલ બજાર વચ્ચેથી પસાર થતો હતો, ત્યાં તેણે એક અજાયબી જોઈ. બજારના ચોકની વચ્ચે જ એક મોટો વાંસ રોપ્યો હતો. તેની ઉપર એક બાદશાહી ટોપી ટિંગાડી હતી. એની ફરતા સિપાઈઓ ઊભા હતા.

બધા ચાલતા જાય અને આ લશ્કરી ટોપીને નમસ્કાર કરતા જાય. કોઈનું ધ્યાન ન હોય તો સિપાઈઓ એને એકાદ ધપ્પો મારીને તેની ફરજનું ભાન કરાવે !

વિલિયમ તો ટોપી સામે જોઈ જ રહ્યો. એને લાગ્યું કે મારા દેશભાઈઓની આ શી દશા છે ? આ પરદેશી સત્તાની ત્રણ પૈસાની ટોપીને પણ નમન કરવું પડે છે !

આવા વિચારો તેને આવતા હતા ત્યાં અચા-

નક તેના વાંસામાં એક ધપ્પો પડ્યો, અને એક સિપાઇનો અવાજ સંભળાયો :

‘ એ બેવકૂફ, સૂબાસાહેબની ટોપીને સલામ કર ! ’

નિર્ભયપણે વિલિયમે જવાબ દીધો : ‘ હું તારા સૂબાને ઓળખતો નથી.’

સિપાઇઓ એને પકડીને લઈ ગયા અને સૂબાની સામે ઊભો કર્યો. સૂબો કહે, ‘ કેમ વિલિયમ, સત્તાને માન નથી આપતો ? ’

વિલિયમ કહે: ‘ મને ખબર નહોતી. ’

સૂબો કહે: ‘ કાયદાથી અજ્ઞાત રહેવું એ બચાવ નથી. ઠીક, તારો ન્યાય જોખું છું. કોઈ જાવ ! એના છોકરા વાલ્ટરને અહીં હાજર કરો. ’

આગલે દિવસે વૉલ્ટર કેદ પકડાયો હતો અને સૂબાની મહેમાનગતી માણી રહ્યો હતો. તેને બાંધીને સિપાઇઓ દરબારમાં લઈ આવ્યા.

સૂબાએ બાપને હાથે જ દીકરાને મરાવવાની યુક્તિ કરી.

સૂબો કહે: ‘ વિલિયમ, તને બાણુ મારતાં સરસ આવડે છે, ખરું ? ’

વિલિયમ કહે: ‘ હા ’

સૂબો કહે: ‘ ઠીક જો, આ તારા છોકરાને તારાથી બરાબર એકસો વાર દૂર ઊભો રાખું છું. એના માથા ઉપર એક સફરજન મૂકાશે. તારે અહીં ઊભાઊભા તીર છોડવું. છોકરાનો વાળ પણ વાંકો થાય નહિ, અને માથા ઉપરનું સફરજન વિંધાઈ દૂર જાય. જો આમ બને તો તમને બન્ને બાપદીકરાને છોડી મૂકું. ’

વિલિયમે મનમાં વિચાર્યું કે સૂબાએ ખરી રચના કરી છે! મારે જ હાથે મારા દીકરાનું મોત થાય એટલે પાછળ હું પણ મરી જાઉં. એણે કહ્યું : ‘ ના ભાઈ, ના. મને તમારી યોજના પસંદ નથી. ’

સૂબો કહે: ‘ તો બન્નેને હું જ મારી નાંખીશ. ’

વૉલ્ટર કહે: ‘પિતાજી, બાણુ મારો! મને તમારી શક્તિઓમાં વિશ્વાસ છે. એ છતાં હું મરી ગયો તો આ

પાપીને હાથે મરવા કરતાં તમારા હાથે મરવું શું ખોટું ?'

પોતાના પુત્રનાં આવાં વચનો સાંભળી વિલિયમ પાછો હોશમાં આવ્યો. એ કહે: 'ભલે બેટા, પ્રભુએ ધાર્યું હશે તે થશે.'

બરાબર સો વારને અંતરે વૉલ્ટરને ઊભો રાખી તેના માથા ઉપર એક સફરજન મૂકયું. વિલિયમે પ્રભુને યાદ કરી બાણુ ચડાવ્યું. સામે વૉલ્ટર હિંમતથી ઊભો હતો. વિલિયમે નિશાન તાકી બાણુ છોડયું.

ધડીમ્ કરતું વૉલ્ટરના માથા ઉપરથી સફરજન ઊડી ગયું. એ સાજેસમો ઊભો રહ્યો. બધાએ આ જોઈ દાંતમાં આંગળા નાંખ્યાં. વિલિયમ પોતાના વહાલા દીકરાને ભેટી પડયો.

દીકરાને ભેટતાં વિલિયમની કમરમાંથી એક તીર બહાર નીકળીને નીચે પડયું.

ગેસ્લરે આ જોયું અને હાથમાં તીર લેતાં પૂછયું:

'વિલિયમ, સાચું કહેજે. આ તીર શા માટે કમરમાં સંતાડી રાખ્યું હતું ? સાચું કહીશ તો તને કાંઈ જ નહિ કરું. મારું વચન છે.'

વિલિયમે હિંમતથી જવાબ આપ્યો :

‘ જો મારા દીકરાનું મારે હાથે મોત થયું હોત તો આ તીર તમારી છાતીને વીંધી નાખત, અને ત્યાર પછી હું હસતો હસતો મોતને ભેટત. ’

વિલિયમનાં આવાં હિંમતભર્યાં વચનો સાંભળી સૂબો ગભરાયો અને સિપાઈઓની બનેલી દીવાલ પાછળ સંતાયો.

સૂબાને પોતાનું વચન તોડીને બેવફા બનતાં વાર ન લાગી. એણે પાછો હુકમ આપ્યો :

‘ બાપદીકરા બન્નેને કચકચાવીને બાંધો !’

બન્નેને સિપાઇઓએ બેડી લગાવી દીધી.

બાપ દીકરાને પકડીને હોડીમાં નાંખ્યા. હોડીમાં બીજાં થોડાં માણસો સાથે સૂબો પણ ગોઠવાઇને બેઠો.

પવન અનુકૂળ હતો. હોડી સડસડાટ ઊપડી. સૂબો સંસ્થાન છોડીને ચાલ્યો, કારણકે લોકોએ બળવો કર્યો હતો.

પણ કુદરતનું કરવું, તે તોફાન એકદમ વધ્યું. પવનની ગતિ બદલાઇ ગઇ. દરિયાનાં મોજાં વધુ

તોફાની અને મોટાં બનવા લાગ્યાં. હોડી ડામાડોળ થવા લાગી. બધાને લાગ્યું કે હવે મરવાના.

તરત જ કોઈકે સંભારી આપ્યું કે હોડી ચલાવવામાં વિલિયમ ટેલ એક્કો છે. સૂબાએ કહ્યું: ‘ એ બાપદીકરાને છૂટા કરો. ’

એના હુકમનો તરત અમલ થયો.

છૂટા થયેલા વિલિયમને સૂબો કહે : ‘ ભલા વિલિયમ, હવે મહેરબાની કરીને તારો પરચો બતાવ. આ હોડીનું સુકાન સંભાળી લે ’

વિલિયમે હસીને હોડી સંભાળી.

રાત અંધારી હતી. આકાશમાં વાદળાં ફરી વળ્યાં હતાં. એક તારો પણ નજરે પડતો ન હતો. પવન જોસભેર ફૂંકાતો હતો. આવે વખતે વિલિયમે હોડીનું સુકાન સંભાળ્યું.

થોડી વારે હોડી કાબૂમાં આવી, અને પરોઢિયું થાય તે પહેલાં તો કિનારે આવી ઊભી રહી. અંધારામાં એકબીજાનું મોં પણ જોઈ શકાતું નહોતું.

એવે વખતે વિલિયમે પોતાના પુત્ર વાલ્ટરનું બાવડું પકડ્યું અને આસ્તેથી હોડીની બહાર એને લઈ ગયો.

થોડે દૂર જઈને વિલિયમે ખડખડાટ હસીને બૂમ પાડી: "જુલમગાર ગેસ્લર, તને તો હું પાછો અહીંઆ જ લઈ આવ્યો છું. હવે દગાખોર, લે તારો બદલો!"

એમ કહી, કાન સુધી ધનુષ્યની દોરી ખેંચી એક બાણ માર્યું. એક જ બાણ બસ હતું. ગેસ્લરની છાતીની આરપાર એ બાણ ચાલ્યું ગયું અને તે તરત જ મરી ગયો.

ગેસ્લરનાં માણસો હોડીની બહાર આવે તે પહેલાં તો એ અને એનો છોકરો બન્ને કોતરોમાં ક્યાં ય અદૃશ્ય થઈ ગયા.

ગામમાં જઈને બીજા બધા લડવૈયાઓની સાથે મળીને વિલિયમે લડાઈ શરૂ કરી, અને બધા જુલમગાર ઑસ્ટ્રીઅનોને કાઢી મૂક્યા. સ્વિત્ઝર્લાન્ડને સ્વતંત્ર બનાવ્યું.



# મીરાંબાઇ

[ ૫ ]

'મેરે જનમ–મરણુ કે સાથી'

ભજનની ધૂન મચી રહી હતી. તબલાંની સાથે કાંસીજોડાના અવાજ આવતા હતા. તંબૂરાનો મીઠો રણકો સંભળાતો હતો. ઝાંઝનો અવાજ થતો હતો.

ભજન ગાનારા ભક્તોની ટોળીમાં મીરાંબાઈ હાથમાં બે મંજીરા લઇને ફરતી હતી. બધા ભક્તો એનું વેણુ ઝીલતા હતા. મીરાંએ સાદાં સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. ગળામાં મોટી માળા નાખી હતી. કપાળે કંકુનો મોટો ચાંલ્લો કર્યો હતો. સફેદ કપડાંમાં દેવી જેવી શોભતી મીરાં ભજનમંડળીમાં ઘૂમતી હતી.

એકાએક રંગમાં ભંગ પડ્યો. ભજન અટકી

ગયું. બધે ભયંકર શાન્તિ છવાઈ રહી. મેવાડનો રાણો ભોજરાજ લાલ આંખો કરીને ભજનમંડળી સામે આવી ઊભો હતો. રાણાની તલવાર ચમકી રહી હતી. કોઈ કંઈ બોલ્યું નહિ. રાણાએ ત્રાડ નાંખી:

'મીરાં, મહેલે ચાલો.'

મીરાં કહે, 'મારે મહેલની જરૂર નથી. અહીં આનંદ છે.'

'એ નહીં ચાલે. તમે કોને પરણ્યાં એ તેનો ખ્યાલ કરો.'

'હું પ્રભુને પરણી છું. બીજો ખ્યાલ કોનો કરવાનો હોય?' મીરાંએ જવાબ દીધો.

મીરાંબાઈના આ શબ્દો સાંભળી રાણો ખૂબ ગુસ્સે થઈ ગયો. રાજરાણી મીરાં આવા મજાનાં મહેલમહેલાત છોડીને આવા બાવાસાધુ સાથે ફરેહરે તે એનાથી સહન થતું નહોતું. એણે બહુબહુ યુક્તિઓ કરી પણ મીરાં એને વશ ન થઈ. એ તો હમેશાં પ્રભુના ધ્યાનમાં જ રહેતી. રાણાને આ ગમતું નહિ તો પણ તેણે મીરાંને વિનવી:

'મીરાં, મારું કહ્યું માનો; નહિ તો પરિણામ બૂરું છે. આ શોખ ને આ સાહ્યબી, આ રાજ ને આ પાટ, આ માલને આ મિલકત બધું તમારું છે. મહેલમાં પધારો. આ ભગતડાવેડા છોડી રાજનો માનમરતબો જાળવો.'

'રાણાજી, તમે યે ચાલો અમારી સાથે! આપણે બધાં સાથે હરિનું ભજન કરી કાયાનું કલ્યાણ કરીએ.'

'મીરાં, મને પણ બાવો બનાવવા માગો છો?'

'હરિનું ભજન રાય-રંક બધાંએ કરવું જોઈએ.'

'ત્યારે મારી આજ્ઞા તમારે માનવી નથી ને?'

'હું પ્રભુની આજ્ઞા સિવાય બીજી આજ્ઞાને જાણતી નથી.'

'મારું કહેવું માનો, મીરાં!'

'ના.'

રાણાનો ગુસ્સો હદ વગરનો વધી ગયો. એણે મીરાંબાઈ ઉપર તલવાર ફેરવી. પણ નવાઈની વાત બની કે એના હાથ જ ચાલ્યા નહિ! એકને બદલે

એકસો મીરાં એની નજરે પડી. એ વિચારમાં પડ્યો: ‘ કયી મીરાં સાચી ને કયી ખોટી? ’

આખરે મીરાં જાદુગર બની છે એમ માનીને રાણો ચાલ્યો ગયો.

મીરાંનું મન પ્રભુમાં હતું. એને પરણવું ગમતું નહોતું, તોપણ એનાં માબાપે લોકલાજે એને પરણાવી હતી. પરણીને આવતાં જ એણે બધુ છોડી પ્રભુભક્તિમાં મન પરોવ્યું.

રાણાએ મીરાંને જુદી રાખી. મીરાં ખુશીથી જુદી રહી. એ તો મોકળા મનથી ભક્તિ કરવા લાગી. સાધુસંતોને પોતાને ત્યાં બોલાવીને ભજન કરવા લાગી.

આમ બાવાસાધુઓમાં મીરાં એની કુમળી કાયાને કચરી નાંખે એ રાણાને ન ગમ્યું. એ મનાવવા આવ્યો, પણ મીરાં ન માની. આખરે રાણો ક્રોધે ભરાઈને ચાલ્યો ગયો.

રાણાએ મીરાંને અંધારા ઓરડામાં પૂરાવી.

પણ ત્યાં ય મીરાંને આનંદ હતો. રાત ને દિવસ મીરાં પ્રભુભજન કરતી.

રાણાએ પૂછાવ્યું: "કેમ મીરાં, અંધારા ઓરડામાં કેવુંક ગમે છે?"

મીરાંએ પ્રણામ સાથે કહેવરાવ્યું: "મારા પ્રભુ સાથે રાસ ખેલી રહી છું."

મીરાંની ઠંડક જોઇ રાણાની ગરમી વધી. એની આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. એણે એક ટોપલીમાં ઝેરી સાપ પૂરાવી મીરાંને મોકલી આપ્યો. સાથે કહેવરાવ્યું:

'પ્રભુની પૂજા વખતે આ માળા પહેરજો, મીરાં!'

મીરાંએ સાચે જ પ્રભુના પૂજન વખતે એ ફૂલ-માળા ધારણ કરી. મીરાંના ગળામાં પુષ્પની માળા જ હતી! રાણાની ઝેરી આંખે એ સાપ દેખાયો હશે.

રાણાએ અંતે છેલ્લો દાવ નાખવાનો વિચાર કર્યો. ઝેરથી ભરેલો રત્નજડિત સુંદર સોહામણો પ્યાલો મીરાંને મોકલ્યો. વળી સંદેશો કહાવ્યો.

'મીરાં, અમૃતનો ભરેલો આ પ્યાલો તમારા પ્રભુને ધરાવી તમે પણ પ્રસાદી લેજો.'

ભોળી મીરાંએ એમ જ કર્યું.

હળાહળ ઝેરથી ભરેલો પ્યાલો મીરાંએ પ્રભુને ધરાવીને પોતે પીધો. પણ રામ રાખે એને કોણ ચાખે? મીરાં એવી ને એવી હતી. ઝેરના પ્યાલાએ એને કંઇ જ અસર ન કરી.

રાણો બધી રીતે હાર્યો.

જઈને મીરાંને પગે પડ્યો. મીરાંએ વહાલથી એને ઊઠાડ્યો.' એ ન શોભે. તમે વડીલ છો.'

હસીને મીરાં રાણાની પાછળ ચાલી નીકળી. બન્ને ચિતોડ ગયાં. ચિતોડમાં અલખની ધૂન મચાવી. મીરાંનું મંદિર પ્રભુભક્તિના ગાનથી ગાજી રહ્યું. મીરાંએ ભજન શરૂ કર્યું. રાણાએ એમાં પોતાનો સૂર મેળવ્યો. કાફી રાગની રસધારા ચાલી.

'મોહન પ્યારા, મુખડાની માયા લાગી રે
—મોહન પ્યારા.

મુખડું મેં જોયું તારું, આ જગતડું થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે—મોહન પ્યારા૦

સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે—મોહન પ્યારા૦

મીરાંબાઈ બલિહારી, આશા એક ઊર ધારી,
હવે હું તો બડભાગી રે—મોહન પ્યારા૦

મીરાંબાઈ નાનપણથી જ પ્રભુની ભકત હતી. એ વૈષ્ણવ સંપ્રદાયની હતી. પંદરમા સૈકામાં એનો જન્મ થયો હતો. એના જન્મની બરાબર સાલ મળતી નથી.

ગુજરાતી ભાષામાં કવિતા લખનાર તે પહેલી સ્ત્રી કવિ હતી. એનાં ગીતોમાં મીઠાશ, ભાવ અને ભક્તિ છલાછલ ભર્યા છે.



## કાંટાળો તાજ

[ ૬ ]

આજથી ૧૯૪૧ વર્ષ પહેલાંની વાત છે.

જે વખતે ખ્રિસ્તી સંવત શરૂ થયો નહોતો, તે વખતે એક મહાન ધર્માચાર્ય પૃથ્વી પર અવતર્યા.

એ પુણ્યાત્માનું નામ જિસસ ક્રાઇસ્ટ. એમની માતાનું નામ મેરી. જાતે યહુદી. ધંધો સુતારનો. નાઝરથ નામનું એક શહેર. એમાં એ વસવાટ કરે.

નાનપણથી જ એનો સ્વભાવ દયાળુ હતો

કોઈ દિવસ કોઈનું બૂરુ કરવાની ઇચ્છા એને થતી નહોતી. સેવાના કામમાં જ પોતાની જિંદગી આપી દેવાનું એને મન હતું. આથી એની ત્રીસ વર્ષની ઉંમર થઇ તો પણ એણે લગ્ન ન કર્યું.

ત્રીસમા વર્ષે એને એક સાધુનો સદુપદેશ સાંભળવા મળ્યો. એ સાધુનું નામ જૉન. જાનના ઉપદેશની અસર જિસસ ઉપર બહુ ઊંડી થઈ. આખરે એક દિવસ ઘરબાર અને વતનની માયા છોડીને જિસસે જંગલનો રાહ લીધો.

જંગલમાં ઘણા વખત સુધી જિસસે તપ કર્યું. તપ કરતાં કરતાં એને ઘણી મુશ્કેલીઓ નડી. ઘણી લાલચો મળી, તો પણ તપ ન છોડયું. આખરે જ્ઞાનનો ભંડાર મેળવીને જગતના માનવીઓને એનો લાભ આપવા માટે એણે પાછા સંસાર તરફ પગલાં ભર્યાં.

જગતને પોતાના વચનામૃતનું પાન કરાવતાં તેણે પોતાનું કાર્ય શરૂ કર્યું. શરૂઆતમાં બે માછીઓ તેના

શિષ્યો થયા. ત્યાર પછી એના શિષ્યોની મંડળી ધીમેધીમે વધવા લાગી.

જિસસના મંદિરે ઘણાં રોગી માણસો આવતાં. ઘણા ગાંડાઓને લોકો લઈ આવતાં. ઘણા ઘેલા માણસો પણ આવી ચડતા. જિસસ તેમને બધાંને માથે પ્રેમથી હાથ ફેરવીને કહેતા કે તારણહારનું નામ લો. એ સિવાય કાયાનું કલ્યાણ થવાનું નથી. આવનારાંઓ આ સાંભળીને ભક્તિભાવથી સરજનહારનું નામ લેતાં, અને કહે છે કે તેઓ સાજાં થઈ જતાં.

જિસસનાં માનઆબરૂ વધતાં જાય, એ એના વેરીઓથી કેમ સહન થાય? એમણે જિસસને સકંજામાં લેવાનો વિચાર કર્યો. એમણે એક એવી વાત ઉડાડી કે જિસસ ઉપર શેતાનનો હાથ છે, અને મેલી વિદ્યાના જોરે એ પોતાનું ધાર્યું કરે છે, અને ચેલકાઓનું મંડળ વધારે છે.

જ્યુડાસ કરીને જિસસનો એક શિષ્ય હતો. એને જિસસના વેરીઓએ પોતાના હાથમાં લીધો.

જ્યુડાસ ફૂટ્યો. જિસસને પકડાવવા એ કબૂલ થયો. બેવફા બનતાં એને વાર ન લાગી.

એક સાંજે જિસસ અને તેની મંડળી બેઠી હતી. અચાનક જ્યુડાસ ત્યાં આવ્યો. તેની સાથે સંખ્યાબંધ હથિયારવાળા સિપાઈઓ હતા. બધાને નવાઈ લાગી અને જ્યુડાસની સામે જોઈ રહ્યા.

જ્યુડાસ આગળ આવ્યો અને જિસસના પગ પાસે બેસી ગયો. જિસસનો હાથ એણે પોતાના હાથમાં લીધો અને તેની ઉપર ધીમેથી એક ચુંબન કરતાં બોલ્યો: 'મહાત્મા જિસસ, આપને નમસ્કાર કરું છું.' એની સાથે આવનારાઓ એનું આ વેણ સાંભળીને સમજી ગયા કે આ માણસ જ જિસસ ક્રાઈસ્ટ છે.

તરત જ એ માણસો જિસસની ચારે બાજુ ફરી વળ્યા અને તેના હાથ કચકચાવીને બાંધ્યા. પછી તેને જેરૂશલેમના દેવળના મુખ્ય આચાર્ય પાસે લઈ ગયા.

ધર્મગુરુએ જિસસને ધમકાવીને પૂછ્યું:

'તારું નામ જિસસ?'

'હા.' શાંતિથી જિસસે જવાબ દીધો.

'તું પ્રભુનો દીકરો છે કે?'

'હા.' એટલી જ શાંતિથી જિસસે જવાબ આપ્યો. જિસસની આ ઠંડક જોઈને ધર્મગુરુનું લોહી ઊકળી આવ્યું. તેણે ખીજાઈને કહ્યું: 'પ્રભુનો દીકરો તું શેનો? જોતો નથી, અમે તેના સીધા વારસો છીએ તે?'

જિસસે કંઈ જવાબ ન વાળ્યો.

'ઠીક છે, તને તો મોતની જ સજા કરાવીશું.' એમ કહી જિસસને રોમના સૂબા પાસે મોકલ્યો. રોમન મહા રાજ્યની આણ એ કાળે તે પ્રદેશમાં વર્તતી હતી.

ધર્મગુરુએ સૂબાને કહાવ્યું: 'નામદાર, આ માણસ પોતાને 'યહુદીઓનો રાજા' કહેવરાવે છે, અને શહેર ઉપર પોતાની સત્તા સ્થાપવા માગે છે. પણ અમારી ઉપર તો આજે આપની આણ વર્તે છે. માટે આવા રાજદ્રોહી માણસને તરત જ ગરદન

મારજો. આખી પ્રજાની પણ માગણી એવી છે કે એને ઠાર કરવો.'

સૂબાએ આ સાંભળ્યું ત્યારે તેને યહુદી ધર્મ-ગુરુનું અને તેના સ્વાર્થી ચેલાઓનું તરકટ તરત જ સમજાયું. પણ એમની ઇચ્છા પ્રમાણે કરવા સિવાય તેની પાસે બીજો કોઈ રસ્તો નહોતો; કારણ કે એ પ્રદેશમાં ધર્મગુરુનું જોર પૂરેપૂરું હતું. જે અભાગી દેશ પરતંત્રતાની બેડીમાં સપડાયલો હોય છે ત્યાં સ્વાર્થસાધુ શયતાનો, લોકોને ભોળવી પોતાનો સ્વાર્થ સાધી લેતા ધર્મગુરુઓ, અને ખુશામતીઆઓનું જોર પૂર બહારમાં હોય છે. તેણે મોતની સજા ફરમાવી. સિપાઈઓ એને શૂળીએ ચડાવવા લઈ ચાલ્યા.

રોમન સિપાઈઓએ જિસસને રાજાના જેવો બનાવટી પોશાક પહેરાવ્યો અને એના કપાળે 'યાહુદીઓનો રાજા!' એવા મશ્કરીભર્યા શબ્દો લખ્યા. તેને માથે કાંટાનો તાજ પહેરાવ્યો. વધસ્થંભ ઉપર લઈ જઈ એના બન્ને હાથ લાંબા કરીને તેમાં ઘાતકીપણે ખીલા ઠોક્યા!

જિસસે ખીલાના ઘા સહન કરતાં કરતાં કહ્યું: ‘પ્રભુ ! તારી ઇચ્છા પ્રમાણે બધું થજો. આ લોકો અપરાધ કરતા હોય તો એમને માફી આપજે. તારી અમીભરેલી નજર એમની ઉપર ઉતારજે.’

એના દેહ ઉપર બીજા ખીલાઓ ઠોકયા, અને એનો પ્રાણ નીકળી ગયો. મનમાં મનમાં પણ એણે જગતનું કલ્યાણ ઇચ્છયું.

કાંટાળો તાજ જેણે પહેર્યો તે ધર્માત્મા જિસસને આજે ૧૯૪૧ વર્ષ થઈ ગયાં. એના નામનો ત્યાર પછી સંવત ચાલ્યો. આજે આટલા બધાં વર્ષો પછી પણ કોઈ એના સ્વાર્પણને ભૂલી શકયું નથી.

કીર્તિનું મંદિર આવા શહીદોના સ્વાર્પણથી જ શોભે છે.



# કોલંબસ

[ ૭ ]

અંધારી રાત હતી. આકાશમાં તારા ટમટમતા હતા. સમુદ્રમાં શાંતિ હતી. પવન પડી ગયો હતો. વહાણ ધીમી ગતિથી ચાલતું હતું.

વહાણના તુતક ઉપર એક પ્રભાવશાળી માણસ લમણે હાથ મૂકી વિચાર કરતો ઊભો હતો.

એનું નામ હતું કોલંબસ. સ્પેન દેશનો એ વતની. સાહસિક અને બહાદુર હતો. પોતાના થોડાક ખલાસીઓને લઈને એ દરિયાઈ સફરે નીકળી પડ્યો હતો.

ઈ. સ. ૧૪૧૨ ની સાલ હતી. આ લખતે

હિંદુસ્તાન ખૂબ સમૃદ્ધ હતું. હિંદુસ્તાનમાંથી પૈસા રળવા ઘણી પ્રજાઓ બહારથી ઊતરી પડતી હતી. કોલંબસ પણ પોતાના દેશના રાજાની મદદથી હિંદની શોધ માટે નીકળી પડ્યો હતો.

કોલંબસે સ્પેનનો કિનારો છોડ્યો અને કેનેરીના બેટ ઉપર ઊતર્યો. ત્યાંથી તરત જ કેનેરીની પશ્ચિમ દિશાએ પ્રભુનું નામ લઈને પોતાનાં વહાણો વહેતાં મૂક્યાં. તેણે લીધેલો આ માર્ગ તદ્દન નવો હતો. ત્રણચાર દિવસ થઈ ગયા, પણ જમીન દેખાવાની કોઈ નિશાની નજરે ન પડી, ઉપર આભ ને નીચે પાણી!

દિવસો વીતવા લાગ્યા. કોલંબસની સાથેના માણસો અને ખલાસીઓ મૂંઝાવા લાગ્યા. ત્રણે વહાણોની અંદરનો ખોરાક દિવસે દિવસે ઓછો થવા લાગ્યો. માણસો બધા એકઠા થઈને કોલંબસને ઠપકો આપવા લાગ્યા.

એક દિવસે માણસોએ કંટાળીને કોલંબસને દરિયામાં નાંખી દેવાનો વિચાર કર્યો, પણ આ

અજાણ્યે રસ્તેથી પાછા ઘેર કોણ પહોંચાડે એ વિચારે બધા એમ વિચાર કરતા અટકી ગયા.

કોલંબસ પણ પૂરેપૂરો વિચારમાં પડયો; તો પણ એણે ખૂબ હિંમત અને ધીરજથી કામ લીધું. જેમ તેમ કરીને માણસોને સમજાવ્યા અને થોડા જ વખતમાં જમીન દેખાશે એવી ધીરજ આપી.

અને એની આશા ફળી.

તુતક ઉપર ઊભેલા કોલંબસે દૂર દૂર એક દીવો જોયો. એણે બરાબર ખાતરી કરવા પોતાના એક સાથીને બોલાવ્યો. એના સાથીએ પણ જોઇને ખાતરી કરી કે એ દીવો જ હતો–તારો ન હતો.

વધુ ખાતરી માટે એણે દરિયામાં દોરી નાંખી, તો થોડે જ ઊંડેથી માટીવાળી થઇ ને પાછી આવી. આ જોઈ કોલંબસનો હરખ ન માયો. એણે બધા સાથીઓને બોલાવ્યા.

બધાને જમીન હોવાની સંપૂર્ણ ખાતરી થઈ. કોઈક તો 'જમીન! જમીન!' એમ બોલી હરખથી નાચવા લાગ્યા.

થોડી વારે બધા કિનારે આવી પહોંચ્યા.

સવાર પડતાં બધા કાંઠે ઊતર્યા. ઘણા દિવસો સુધી દરિયામાં રહીન થાકી ગયેલા ખલાસીઓ જમીન જોઈને ગાંડાતુર થઈ ગયા. જમીન ઉપર લાંબા સૂઈ જઇને ધરતીને પ્રેમથી ચુંબન કર્યું અને જમીન પર ખુશાલીનાં આંસુ રેલાવ્યાં.

આ ધરતી બીજી કોઇ નહિ પણ યુરોપ અને એશિયા ખંડની વચમાં આવેલા અમેરિકા નામના વિશાળ ખંડની હતી.

ખલાસીઓ બધા ભેગા થઇ કોલંબસને પ્રેમથી ભેટ્યા અને પોતે એને મારી નાંખવાના કરેલા વિચારો બદલ માફી માંગી. કોલંબસે ઉદાર વૃત્તિથી એમને પોતાની છાતી સરસા ચાંપ્યા.

પછી પોતે શોધેલી આ નવી ધરતી ઉપર એણે સ્પેન દેશનો વાવટો ફરકાવ્યો.



# ન્યાયનું તળાવ

[ ૮ ]

'એ ડોશી, આ તારું મકાન કપાણમાં આવે છે, માટે બીજે રહેવા જવાની સગવડ કરજે.'

'બીજે હું ક્યાં રહેવા જાઉં, ભાઈ?'

'ગમે ત્યાં. આ મકાન તો તારે રાજ્યને આપી જ દેવું પડશે.'

'તમે શી વાત કરો છો? રાજ્યને મારા મકાનની શી પડી છે?'

'ખબર નથી? અહીં તો મહારાણી મીનળદેવી સુંદર તળાવ બંધાવે છે: એમાં તારું ઘર આડે આવે છે. રાજ્યના કામને મદદ કરવા માટે તારે તારું ઘર આપી દેવું પડશે.'

'પણ બાપુ, આ ઘરડે ઘડપણ મારી કેવી દશા થશે?'

'તને તે બદલ પૈસા મળશે. એ પૈસામાંથી તું નવું મકાન લેજે.'

'ના ભાઈ ના. આટલી જિંદગી આ ઘરમાં ગાળી છે, તો હવે થોડાક જીવતર માટે હું તો આ ઘરમાંથી નહિ નીકળું.'

'એમ નહીં ચાલે, ડોશીમા! ઘર ખાલી કરવું જ પડશે. સત્તા આગળ શાણપણ નકામું.'

'હું નહીં નીકળું. મારું ઘર પરાણે લઈ લેનાર તમો છો કોણ?'

'ઠીક છે ડોશી, તું રાજ્યની ઇચ્છાને માન આપતી નથી, તો જોજે તારી કેવી વલે થાય છે!'

ઉપરની વાત ગુજરાતના ધોળકા નામના ગામમાં થતી હતી. આ વાત કરનારી ડોશીને પોતાની માલિકીનું એક મકાન હતું. મહારાણી મીનળદેવીને એક તળાવ બંધાવવું હતું. એ તળાવ બંધાવવામાં આ ડોશીનું મકાન આડું આવતું હતું. રાજ્યના અધિકારીઓ ડોશી પાસેથી આ મકાન વેચાતું લેવા

માટે આવ્યા હતા; પણ ડોશીએ પોતાનું મકાન વેચવાની ના પાડી, એટલે પાછા ગયા.

એ વખતે મીનળદેવી ફરતાં ફરતાં ધોળકા આવ્યાં હતાં. એમના મુકામે પહોંચીને અધિકારીએ બની હતી તે વાત કરી. વળી વધારામાં પોતાના તરફથી વાતમાં થોડો સંભાર પણ કર્યો.

મીનળદેવીએ આ ડોશીને મળવાની ઇચ્છા બતાવી. સિપાઇઓ જઇને ડોશીને લઈ આવ્યા અને તેને મહારાણી પાસે રજૂ કરી.

મહારાણીએ ડોશીને બેસવાની જગા આપી અને શાંતિથી પૂછ્યું:

'માજી, અમારે તળાવ બંધાવવું છે; અને તેમાં તમારી જગા આડે આવે છે. તમને તેની કિંમતના પૈસા આપીએ અને પછી ઘર તોડી નાખીએ.'

ડોશી કહે: 'એ ન બની શકે, દેવી! મને માફ કરો!'

'પણ તમને પૈસા આપીએ છીએ ને? પછી તમારે શો વાંધો છે?'

'દેવી, એ મારી જન્મભૂમિ છે. મારો જન્મ ત્યાં થયો હતો. એ ઘર મને બહુ વહાલું છે. મારા જીવતાં જ હું એ મકાનનો નાશ થતો કેમ જોઈ શકીશ?'

'પણ તળાવ લોકોના ભલા માટે થાય છે એ વાત તો તમે કબૂલ કરો છો ને?"

'હાજી.'

'તો લોકોના ભલા ખાતર તમે એટલો ત્યાગ નહીં કરો?'

'એમ થતું હોત તો બહુ સારી વાત હતી; પણ મારું મન ના પાડે છે. એ ઘરની મને બહુ માયા લાગી છે."

'તમારી વાત સાચી. જે ધરતી ઉપર આપણો જન્મ થયો હોય તેની માયા અજબ હોય છે; પણ માત્ર તમારા એકના જ ઘરને તોડી ન પાડતાં, એમ ને એમ રાખવાથી તળાવની સુંદરતામાં મોટી ખામી આવશે. તળાવનો ઘાટ સાવ બેડોળ થઈ જશે, અને જે તળાવને હું હમેશનું સંભારણું રહે તેવું સુંદર

બનાવવા માગું છું, તે નહિ થાય તો મારા મનની મુરાદ મનમાં રહી જશે.'

'એ સાચું દેવી! પણ તમે આ તળાવને એક યાદગાર સરોવર બનાવવા માગો છો, તો મારું ઘર વચ્ચે રહેવા દઇને હું પોતે પણ મારા નામનું સંભારણું રાખી જવા માગું છું. અને સાથે સાથે મહારાણી મીનળદેવીનો ન્યાય કેવો હતો એ પણ દુનિયાને બતાવવા ચાહું છું.'

'ભલે, તમારી ઈચ્છાવિરુદ્ધ હું તમારું ઘર તોડી પાડવા માગતી નથી. મેં તેના બદલામાં ઘટતો બદલો આપવાનું નક્કી કર્યું. વળી જોઈએ તો હજાર બે હજાર મહોરો વધુ આપીએ; પણ જ્યારે તમારી મરજી જ નથી તો પછી હું તમને દબાણ નહીં કરું.'

'આપનું ભલું થજો દેવી! આપનો પાડ માનું છું.'

'એમાં આભાર માનવાની કંઈ જરૂર નથી. અમે તો પ્રજાના સેવકો છીએ. પ્રજાના જાનમાલની

સલામતી અમારા રાજ્યમાં ન હોય તો ચાડીઆમાં ને અમારામાં કાંઈ જ ફેર નથી. જેને હૈયે પ્રજાનું હિત નથી એ રાજ્યકર્તા શા કામના? વારુ, તમે નિરાંતે રહો! તળાવની ધાર ત્યાંથી વાંકી ચાલશે. બીજું કંઈ નહિ થાય, માત્ર તળાવનો દેખાવ બગડશે; તો પણ યાદગીરી તો રહેશે જ.'

ડોશીને વળાવીને મીનળદેવી ખાટ પર નિરાંતે બેઠાં. એમને પોતાના હુકમનો ભંગ થયાનો અફસોસ નહોતો. નિર્ભય પ્રજા માટે માન ઉપજતું હતું. થોડી વારે રાજ્યમંત્રી આવ્યો.

રાજ્યમંત્રીએ નમન કરી પૂછ્યું:

'દેવી! ડોશી આપને મળી ગઈ. હવે અમારે શું કરવાનું છે?'

'હા, ડોશીને હું મળી છું.' મહારાણીએ કહેવા માંડ્યું: 'એ બાઈની મરજી નથી એટલે પરાણે આપણે એનું ઘર તોડી પાડવું નથી. ભલે તળાવ બગડે, પણ તમે તમારે કામ આગળ ચલાવો.'

મંત્રી નમન કરી પાછો ગયો.

અંતે તળાવ પૂરું થયું. પેલું ઘર વચમાં જ રહી ગયું. તળાવનો ઘાટ ખરાબ થયો.

તળાવનું નામ મલાવ તળાવ પાડયું; પણ લોકો એને ન્યાયનું તળાવ કહેતા. અને કહેવત પણ પડી કે, 'ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ.' મહારાણી મીનળદેવી ભવિષ્યના રાજ્યકર્તાઓને માટે સુંદર દાખલો બેસાડતાં ગયાં.

એ તળાવને અનેક માણસોએ જોયું અને હજી પણ જુએ છે. પેલું ઘર પણ જાણે બોલતું ન હોય કે જુઓ, જુઓ, આનું નામ મહારાણી! આ એનો ન્યાય. પ્રજાનું સ્વાતંત્ર્ય આમ સચવાય.

મલાવ તળાવ બંધાવનારાં મહારાણી મીનળદેવી અમર થઇ ગયાં. એમના તળાવનું નામ પણ લોકોના મોંએ થઈ ગયું. વચમાં આવેલા ઘરે તળાવનો ઘાટ બગાડયો એ વાત પણ લોકોના ખ્યાલમાં છે; પરંતુ એ તળાવ બગાડનારી ડોશીને કોઇએ યાદ રાખી નથી. એનું નામ જાણવાની કોઇને પડી નથી.



# દયાની દેવી

[ ૯ ]

વાલ્સલના દવાખાનામાં દોરા નામની એક નર્સ હતી. દરરોજ દવાખાનામાં કેટલા યે દર્દીઓ આવતા: કેટલાક દાઝી ગયેલા, કેટલાક ઘવાયેલા, કેટલાએક ખાણુની અંદર કામ કરતાં દટાયેલા, ગુંગળાયેલા; કેટલાક માંદા; એવા જાતજાતના દર્દીઓ આવતા.

દોરા સહુની પ્રેમાળ બહેન કે માતા હોય તેમ વર્તતી. માંદા અને ઘવાયલાના ભયંકર ચહેરાઓ દોરા રાતદિવસ જોતી. એના હાથમાં દર્દીની નાડ રહી ગઈ હોય અને દર્દીનો જીવ જતો. આવા વાતાવરણુમાં કામ કરવા છતાં પણ દોરાનું હૃદય દયાભીનું જ. મોતની સાથે બાથ ભીડતા દર્દીઓ મરતી વખતે

દોરાબેનનું મોં જોવા માગતા. બાળકોને તો પોતાની સગી માતા જેવો જ દોરાનો ખોળો વહાલો હતો. દોરાના ખોળામાં તેઓ સંપૂર્ણ શાંતિ અનુભવતા. વિદ્યાર્થીઓને દોરામાં બહુ વિશ્વાસ હતો. નસ્તર મૂકાવતો દર્દી દોરાની સામે વિશ્વાસની દયાભરી નજરથી જોઈ રહેતો.

દોરા દયાની દેવી હતી. એ બધાં દર્દીની લાડકવાયી જનેતા જેવી હતી.

દોરાની સેવા અમાપ હતી. તેની સેવાના કંઈક બદલારૂપે ગાડીવાળા તેની વરધી મફત ભરતા, અને બીજા અનેક ધંધાદારી વેપારીઓ પોતાનાથી બનતી સેવા દોરાને આપતા.

એક દિવસ દવાખાનામાં એક નાનો દરદી આવ્યો. એની ઉંમર ૧૩–૧૪ વરસની હશે. આખે શરીરે એ ઘવાયો હતો. એ એક કોલસાની ખાણનો મજૂર હતો. ખાણમાં કામ કરતાં એને અકસ્માત નડયો હતો. ખાણમાંથી તરત જ એને દવાખાનામાં ખસેડયો અને દોરાની સારવાર નીચે મૂકયો. દોરાએ બહુ જ કાળજીથી એની સારવાર શરૂ કરી.

નવા આવેલા દરદીની સારવાર પાછળ દોરાએ પોતાની જાતની દરકાર પણ કરી નહીં. નાનો દરદી તો રાતદિવસ પોતાની સંભાળ લેતી આ દેવીની આંખ સામે જોઈ રહે! દોરા પણ એની આંખની સામે પોતાની આંખ મેળવે. પણ તરત જ પાછો દરદી પોતાનું મોં બે હાથે છૂપાવે અને પથારીમાં સૂતોસૂતો ડુસકાં ભરે.

એને રડતો જોઇ દોરા એને છાતી સરસો ચાંપે. એના હોઠ સાથે પોતાનો હોઠ લગાડી દોરા એને હેતથી ચુંબન કરે. આથી દર્દી વધારે ને વધારે રડે! અંતે દોરાથી રહેવાયું નહીં. એણે નાના બાળકને રડવાનું કારણ પૂછ્યું.

છોકરાએ રડતા રડતા કહ્યું:

'દોરાબહેન, તમને યાદ છે? આજથી ત્રણચાર મહિના ઉપર મેં તમને વિના કારણે એક પથરો માર્યો હતો. તમારી આંખમાંથી એ વખતે આંસુ પડયું હતું, પણ તમે અવાજ કાઢીને રડયાં ન હતાં. તમારા કપાળમાંથી લોહી વહેતું હતું. લોકોએ તમને

પાટો બાંધ્યો. એ પાટો તમારા કપાળ ઉપર એક મહિનો રહ્યો. લોકો મને મારવા આવ્યા; પણ તમે મને છોડાવ્યો.

'તે દિવસનો હું તમારાથી શરમાઉં છું. તમને મોં બતાવી શકતો નથી. આજે પણ તમે મારા માટે આટઆટલું કરો છો તેથી મને બહુ જ લાગી આવે છે. દોરાબહેન, તમારું ભલું થજો. તમે બહુ સારાં છો. હું બહુ ખરાબ છોકરો છું. મારું સારું નહિ થાય.'

આમ કહીને બીમાર બાળક રડવા લાગ્યો. પણ નાનાં છોકરાં રડે અને તેમાં પણ માંદા છોકરાં રડે તે ઠીક નહિ, એમ માનીને દોરાએ એને શાંત કરવા કહ્યું:

'રડ નહિ, ભાઈ. તારી ભૂલ થઈ ગઈ હશે. છેવટે તો તું સારો જ છોકરો; અને તારું ભલું થવાનું છે, એ વાત પણ ચોક્કસ છે. તું આવ્યો ત્યારની જ હું તો તને ઓળખી ગઈ હતી. તેં મને પથરો માર્યો એનો વાંધો જ નથી. હવે મૂંગો થઈને

છાનોમાનો સૂઇ જા, હો ભાઈ, પ્રભુ તારું સારું જ કરશે.'

છોકરો શાંત રહ્યો અને નિરાંતે સૂઈ ગયો.

ત્યાર પછીથી તો દોરા અને નાનકડા દર્દી વચ્ચે માયા બંધાઈ. દોરા વખતોવખત બાળકની પથારી પાસે બેસીને નાનાંનાનાં ગીતો ગાતી. સવારે વહેલી ઊઠીને તેના બિછાના પાસે ધૂપ કરતી. સૂર્યોદય વખતે તેની ફૂલદાનીમાં ફૂલ ભરતી. તેના પલંગ પાસે જાતે જ કચરો કાઢતી, નિયમિત દવા આપતી, વખતસર ખાવાનું લાવી આપતી. તેને ન ગમતું ત્યારે વાતો કરતી. તેની પથારી પાસેથી જતાં મોં મલકાવીને હસતી જતી. રાતમાં જાગીને બાળકનું ઓઢવાનું ખસી ગયું હોય તો તે સરખું કરતી.

બધા દરદીઓ અને દવાખાનાના કામ કરનારાઓ આ બન્નેની પ્રીતિ જોઈ રહેતા. બાળકને તો મા ન હતી. એને મા સાંપડી હતી. દોરાને દીકરો મળ્યો હતો.

બાળકની પથારી પાસે દોરીનો એક છેડો હતો.

એ દોરીને બીજે છેડે એક ઘંટ હતો. આ ઘંટ દોરાના મકાનમાં બાંધ્યો હતો. દરદીને જ્યારે દોરાને બોલાવવી હોય ત્યારે દોરી ખેંચીને ઘંટ વગાડતો.

બાળકને દોરા વિના ઘડી પણ ચેન પડતું નહિ. વારે વારે એ દોરી ખેંચીને દોરાને બોલાવતો. અર્ધી રાતે પણ નાનો દર્દી ઘંટ વગાડતો અને દોરા ઝબકીને જાગી જતી. વારે વારે એને જગાડવામાં આવતી તો પણ તે બાપડી કદી ગુસ્સે થતી નહિ. ઘંટના દરેક અવાજ વખતે એ પ્રભુ પાસે દરદીનું કલ્યાણ ઇચ્છતી.

નાનો દરદી વારેવારે ઘંટ વગાડી દોરાને હેરાન કરતો. આ જોઇને બધાંએ દોરાને એની પાસેથી ઘંટડીની એ દોરી લઈ લેવાને કહ્યું.

પણ દોરા એ વાત કેમ માને ?

‘ ના, ના, એ તો મારું બાળક છે. મારી પાસેથી પૂરતી સેવા લેવાનો એનો અધિકાર છે. મા વિનાના એ નાના બાળકનું હું આટલું નહિ કરું તો કોણ કરશે ? એમ ન બને. ’

દોરાએ ઘંટની દોરી છોડી નહિ.

આખરે છોકરો સાજો થયો. એને દવાખાનામાંથી રજા આપી. પણ એને જવું ગમતું નહોતું. દોરાને ગળે વળગીને એ ખૂબ રડયો. દોરા પણ ગંભીર બની. એનું હૈયું ભરાયું. છૂટા પડવું વસમું લાગ્યું. પરાણે પરાણે જતાં બાળક બોલ્યો:

'પ્રભુ મને ફરી વખત જખમી બનાવે, અને દોરાબહેનના માયાભર્યા કુમળા હાથની સારવાર પામું.'

સંખ્યાબંધ દર્દીઓની પ્રેમાળ ભગિની દયાની દેવી દોરા ઈ. સ. ૧૮૩૨ના જાન્યુઆરિ માસની ૧૪ મી તારીખે ઇંગ્લાંડના યોર્કશાયર પ્રગણામાં હક્ષાયેલ ગામમાં જન્મી હતી, અને લગભગ આખી જિંદગી દુખિયારાં દર્દીઓની સારવાર પાછળ ખર્ચી તા. ૨૮ મી ડિસેમ્બર ૧૮૭૮ ને દિવસે ૪૬ વર્ષની ઉંમરે પરમ શાંતિના ધામમાં વિચરી.

દોરાએ પોતાના જીવતાં પોતાની જાતની પરવા કરી ન હતી. ચેપી રોગવાળા દર્દીઓ, જેનાં ખરાં

સગાં પણ એની પાસે બેસવા કે ઊભવાની હિંમત ન કરતાં એવાઓને તે અડીને સારવાર કરતી. ગાંડા દર્દીઓની ગાળો અને કોઈ કોઈ વાર તો માર પણ સહન કરી લેતી. શરીરની તનતોડ મહેનત કરીને રોટલો રળી ખાતા મજુરો એને બહુ વહાલા હતા. મરતી વખતે એની ઇચ્છા પ્રમાણે એની અંતિમ ક્રિયા મજુરોએ જ કરી હતી; અને મજુરોના શબોની આજુબાજુ એના શબને દાટવામાં આવ્યું હતું.

સમાપ્ત


૧૨

વિદ્યાર્થીવાચનમાળાનાં

# ૨૦૦ પુસ્તકો

એટલે

ભારતવર્ષના ઋષિમુનિઓ, વીરપુરુષો, શાહ સોદાગરો,
વૈજ્ઞાનિકો, ધર્માચાર્યોના જીવનપરિચયો અને
ભૌગોલિક સ્થળોનો જીવંત પરિચય.



નવીન દ્રષ્ટિ, નવ ઘડતર, ઐતિહાસિક શોધખોળ,
સુંદર ને સરલ ભાષા : એ એની ખાસિયતો.



મહાગુજરાતના બાલ ને કિશોર સાહિત્યના લેખકો
એના રચયિતાઓ છે.



૨૦૦ પુસ્તકોની દશે શ્રેણીના
એક સાથે કિં. ૧૬-૮-૦



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

# કી ર્તિ મં દિ ર

[ કીર્તિકથાઓનો સંગ્રહ ]

